॥ ॐ श्री ॥ श्रीसद्गुरवे परमात्मने नमः ॥

# વ્યવહાર ભાનુ.

## પ્રથમ રશ્મિ.

---

ગીતિ.

અરિના સદ્ગુણ પ્રેમે, સુજ્ઞજનો તો સદા વખાણે છે;
પાપી જન જે હોયે, સાચે સજ્જન શું રોષ આણે છે.

---

( ૧ ) ઉમરે દિવસે દિવસે મોટા નહિ, પણ નાના થવાય છે.

( ૨ ) ઘણાઓ તૈયાર રહેતા નથી તેથી પોતાના નવી તાનાં, નવીન હોંશનાં અને વધુ આશા—ઉમંગનાં કામોમાં પોતેજ ત્રાસ આવે છે જેથી હમેશના કાર્યથી સાવધ રહેવું.

( ૩ ) મગજને શાન્તિ આપવાનો સમય મગજના થાક વખતે છે પણ અન્ય વખતે નહિ.

( ૪ ) અમુક હરકત દુર કરવાનું દ્વાર નિયમછે, પણ તેથી હરકત દુર ન થાય તો એ નિયમ કરવાથી શું અધિકછે.

( ૫ ) અમુક નિયમ વારંવાર કહી બતાવ્યા કરતાં ઉપયોગમાં લેવાથી ઝટ અમલમાં આવે છે.

( ૬ ) હરકતો દુર કરવાને એકદમ લેવાતો શ્રમ ફળદાયક નથી. પરંતુ ધીરે ધીરે લેવાતો શ્રમ ફળદાયક થાય છે.

( ૭ ) બધાને માટે એકજ નિયમ લગાડી શકાતો નથી તેથી નિયમની જોડે ઉપનિયમની પણ જરૂર છે.

( ૮ ) નિયમ ઘડવામાં, આપણીજ શકિત કામ લાગે છે એટલુંજ નહિ પણ જેના ઉપર નિયમ ઘડવા છે તે પાત્રની શક્તિ પણ જોવાની છે.

( ૯ ) પાપ અને પુણ્ય એ બે સંબંધી છે

( ૧૦ ) ધર્મ. નીતિ અને સદાચાર એજ પુણ્યના માર્ગો છે, અને એથી ઉલટા પાપનાં છે.

( ૧૧ ) માતા પિતા, ગુરૂ એ પુજ્ય દિવ્ય સ્થાન રૂપે છે.

( ૧૨ ) સ્વાર્થ તો સૌને છે પણ પરમાર્થ તો કોઇ વિરલા ને હશે. માટે પરમાર્થ સેવતાં પડતો શ્રમ, એ શ્રમ નથી પણ ફળ છે.

(૧૩) હરરોજ જેનાથી પાંચ મિનિટ પણ કર્ત્તાનો ગુણ ગવાતો નથી તેનાથી વધારે નિમક હરામી બીજો કોણ ?

(૧૪) ક્ષણિક હસવાના આનંદ માટે સામાની નિંદા કે મશ્કરી કરીને પાપથી પેટ ભરતા નહિ.

(૧૫) કોઇ આશા ભરેલો નિરાશ થઇને આપણે ઘેરથી પાછો ફરે તો તે પોતાનું પાપ આપી આપણું પુણ્ય લઇ જાયછે

(૧૬) દેશનું હિત ચહાનાર માણસ દેશ દીપક સપુત છે, પણ દેશનું અહિત ચાહનાર માણસ દેશદ્રોહી કપુત છે.

(૧૭) આસ્થા-ભાવ વિનાની ભક્તિ નકામી છે.

(૧૮) ઇષ્ટ સેવામાં જરૂર કરતાં વધારે વપરાતી ચીજ વધારાની કે નકામી ગયા જેવી નથી.

(૧૯) જે છેક નિરાશ્રીત અને નિરાધાર પ્રાણીઓ છે તેમને આપવું એજ સર્વોત્તમ પુણ્ય છે પશુ પક્ષી કરતાં નિરાધાર મનુષ્યને આપવું એ અધિક ફળદાયક છે.

(૨૦) વાણીથી કંઇક બોલાય, મનમાં કંઇક વિચારો થાય અને કર્મ એ બેથી જુદીજ રીતનાં કરાય એ ધર્મનું લક્ષણ નથી.

(૨૧) જે પોતે પાપ કરે છે અને બીજાને કરાવે છે તેને એકી વખતે બે વાર પ્રાયશ્ચિત કરાવવાની જરૂર પડે છે.

(૨૨) જેની ઇષ્ટ સેવામાં વધુ પ્રીતિ રહે છે તેને ઇષ્ટ અહીંજ કોઇ પણ દ્વારે કોઇ પણ વિષયમાં ફળ આપેછે.

(૨૩) ઇષ્ટ સેવામાં લિનતા પ્રાપ્ત થાય છે તે વખતે

જે સખસથી બાલચેષ્ટા જેવું બતાવાતુ હશે તેથી એ મુર્ખ કે ભોળો નથી, પણ ઇષ્ટને કંઇક અંશે ઓળખવાને જોઇ શકતો હોય એવી એકદમ આવેલી શક્તિનાલાભનું પરિણામછે

(૨૪) વૃદ્ધ માત પિતાના દુઃખના વખતે જે છોકરાથી અંતઃકરણ પુર્વક સેવા બજાવાતી નથી તે પુત્ર સપુત નહિ પણ કપુત છે.

(૨૫) જ્યારે આપણે આપણી વૃત્તિઓ શાન્ત જાણીએ છીએ અને કંઇક સારૂ કરીએ છીએ એમ આપણા અંતઃકરણથી સમજાતુ હોય એવે સમયે જેનું મરણ થાય તે સમય મરણને માટે ઉત્તમ છે.

(૨૬) આશા ૧. દાન કરનાર, દાતાનો દ્વેષ કરનાર અને દાનને કહી બતાવનાર એટલા અતિ પાપી છે.

(૨૭) ચાલતી કેળવણીમાં ધર્મ અને નીતિની કેળવણી દાખલ કરવામાં આવે તો વધુ ફાયદો થવાની આશા છે.

(૨૮) છુપાં કામ કરનારા સમજે છે કે આ કામ મા—અમારા વગર બીજા કોઇ જાણતા નથી, પણ તેવાંજ કામો સાક્ષાત દેખનારા છે.

(૨૯) ન્યાયી થઇ ગુન્હેગારો ઉપર દયા લાવી તેઓને છોડી મુકે તો ગુનેગારોની સંખ્યા આવી દયાના પ્રતાપે ઘટવાને બદલે વધી પડે છે.

(૩૦) ઉપકારનો બદલો મેળવવાની ઇચ્છા રાખતો નથી તેજ ખરેખરો પરોપકારી છે પણ બદલાની આશા રાખનારો માણસ સ્વાર્થી છે.

(૩૧)કંદમુળ—ફળ ફુલ ઉપર જેનો નિર્વાહ ચાલતો હોય તેણે પોળી પકવાન—મિષ્ટાન ખાવાની આદત પાડવી નહિ.

(૩૨) જે પોતાના મનોવિકારો ઉપર જીત મેળવે છે તેજ ખરો લડવૈયો છે.

(૩૩) જેના તેના મોં આગળ વખતો વખત પાઘડી

ઉતારે છે તેની પાઘડી વહેલી ઢીલી પડી જાય છે.

(૩૪) જે પોતાની સ્ત્રીને હરહમેશ મારે છે તે પોતાના પાડોશીને બબડવાનું કારણ ઉભું કરી આપે છે.

(૩૫) ભાગ્ય ઉપર ભરોસો રાખનારાની આશા પાણી ઉપરના પરપોટા જેવી છે.

(૩૬) આ લોકનાં સુખનાં ફાંફાં મારનારથી પરલોકનું સુખ નાસતું ફરે છે.

(૩૭) નિઃસ્વાર્થી ઉપકારનો બદલો વાળી શકાય તેવો નજ હોય તો તે ઉપકારી તરફ જેનો પુજ્યભાવ હમેશના માટે રહેતો નથી તેનાથી વિશેષ અધમ બીજો નર કયો?

(૩૮) સામાનું દુઃખ જોવા કે સાંભળવાની ઇચ્છાવાળા ઘણા હશે છે પણ તે દુઃખ દુર કરવાની ઇચ્છાવાળા નર તો થોડાજ છે.

[૩૯] જે વસ્તુથી આપણે જેટલા લાભની ઇચ્છા રાખતા હોઇએ તેટલો લાભ આપણને મલતો હોય, છતાં બીજાઓ તેમાંથી લાભ લે તો તેથી આપણને કાંઈ નુકશાન નથી, પણ ઉપકારનો લાભ છે.

(૪૦) તનમન અને ધનથી સામાને ખુશ કરવા શક્તિમાન હો કે ના હો, પણ વાણીથી ખુસ કરવાનું આપણા અધિકારમાં હોય તો તે ફરજ યોગ્ય માર્ગે બજાવ્યા વિના રહેવું નહિ.

[૪૧] નવુંનવું જાણવાની ઇચ્છાવાળો જનસમુહ ઘણો છે. પણ તેટલુંજ પરિપુર્ણ સમજનારી સંખ્યા થોડી છે.

(૪૨) બતાવવે કુશલ ઘણા હોય છે, પણ બજાવવે કુશલ થોડા હોય છે.

(૪૩) ઘણાઓ અલ્પ અને નજીવી ભુલો ઉપર સ્વાર થાય છે તે મહત્વનું નથી, પણ વિષયનો આશય મહત્વ છે.

(૪૪) લક્ષથી બેલક્ષ બે બાબતોમાં રહેવાય છેઃ–૧.

છેક હલકી કે ૨. બુદ્ધિ બળથી ભારે.

(૪૫) અસાર વસ્તુ બદલીને ચોખ્ખા નહિ ગણાઓ, પણ અસાર વૃત્તિઓ (સ્વભાવ) બદલીને ચોખા ગણાઓ.

(૪૬) આત્મપ્રશંસા જાણવાવાળો માણસ ઉત્તમ નથી. આત્મદોષ જાણવાવાળો માણસ ઉત્તમ છે.

(૪૭) પ્રાણી માત્રનું મન એજ રાજા અને રંક છે.

(૪૮) જે વસ્તુ પોતાને મળી શકે એવી નજ હોય, છતાં તે વસ્તુ માગે તો તે પોતેજ પોતાને ના કહે છે.

(૪૯) મનનાં જણાવેલાં કામનો અનાદર એજ કુટેવ.

(૫૦) બુદ્ધિના વિષયો બીજી વસ્તુઓની માફક ખુણે-ખોચરે પડી રહેલા નથી હોતા, પણ આપણી આસપાસ ફરે છે અને તેને જ્ઞાનચક્ષુ જોઇ શકે છે.

(૫૧) બુદ્ધિ રૂપી સંપત્તિનું સ્થાન અમુક ત્રીજોરી નહિ પણ પૃથ્વી અને આકાશ એ બે છે.

(૫૨) મનમાં ધારેલાં કામોથી પાર પડો, તોજ ધારજો કે મન ઉમંગી છે.

(૫૩) મનને વિષે અમુક બાબત સબંધી થતી અદ્રઢ-તા અન્યની સહાયતા લેવાથી દ્દઢ થાય છે

(૫૪) અતિષય તાબેદારી ઉઠાવનાર માણસ કદી સ્વ-તંત્ર વિચારનો હોઇ શકતો નથી.

(૫૫) અમુક કામને એકદમ મેલી દેવાની જરૂર પડે તો તેને માટે ઘણા વિચારો કરીને મુકી દો, પણ સાહસથી નહિ.

(૫૬) હમેશાં માણસથી અનાયાસે વગર પ્રયાસે કંઇ પણ પાપ થાયછેજ માટે તેના નિવારણાર્થે ઉપાયો લેવા એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે.

(૫૭) સંયોગમાં સયોગ જેટલું પ્રીતિ અને પ્રેમનું સ્થાન થઇ પડે છે. તે કરતાં વિયોગમાં સંયોગ વિશેષ

પ્રિયસ્થાન થઇ પડે છે.

(૫૮) અમલદારના ખુશામતીઆ ટુકડાખાઉ અને ચાડીઆ લોકની સ્વછંદી ચાલથી તાબાના નોકરોમાં બેદિલી ઉત્પન થવાથી અધિકારી પોતાનો મોભો જાળવી શકતો નથી. માટે પોતાના અમલનો સદુપયોગ કરનારા અમલદારે તેવાઓને જલદી દુર કરવા.

(૫૯) ઉપરીના અયોગ્ય હુકમથી તાબાના માણસોનાં મન દુભાય એ હુકમ નથી પણ અમલ રૂપ કેફની ઘેલછા છે.

(૬૦) ભાંગ ગાંજો અફીણ દારૂ તાડી અને સોમલ જેવા ઝેરી પદાર્થોનું સેવન કરનારા મનુષ્ય કરતાં અમલ રૂપી કેફમાં રચી પચી અયોગ્ય વર્તન કરનારા અમલદારો વળી વધારે નીચ–અધમ છે,

(૬૧) મનગમતુ કાર્ય કરનારને અણગમતુ દુઃખ સહન કરવાની જરૂર પડે છે.

(૬૨) જીભમાં હાડકું નથી, પણ તે આડું અવળું બોલી હાડકાં ભંગાવે છે.

(૬૩) ચાકરી કરવી તો દાસની પેઠે કરવી, પણ તેમ કરવાની ઇચ્છા ના હોય તો દાસત્વથી હરણની માફક નાશી જવું ઉત્તમ છે.

(૬૪) સસ્તામાં સસ્તી ચીજ મફત–વગર મહેનતે મળે તેછે.

(૬૫) સુજ્ઞ સત્તાધિશનું કર્ત્તવ્ય છે કે હુકમ ફરમાવતા પહેલાં બધી હકીકત લક્ષ રાખીને વાંચવી અગર સાંભળવી.

(૬૬) ભલા અને સદગુણી માણસોની બુજ જાણનારા ભલા અને સદગુણી છે.

(૬૭) પોતાના પાડોશીનું સારૂં જોઇ મનથી કચવાયછે, તે દુ;ખમાં આવી પડે છે ત્યારે તેની હાંસી થાય છે.

(૬૮) જે ઘરમાં કુકડા કરતાં કુકડીનો અવાજ આગળ પડતો હોય–અર્થાત પુરૂષ કરતાં સ્ત્રીનું ચલણ વધારે હોય

તે ઘર દુ:ખદાયક સમજવું.

(૬૯) દુ:ખ એજ સુખનાં બીજ છે.

(૭૦) ઘરમાં કે બહાર જે સમજુ માણસ છે તેનેજ વધારે દુ:ખ છે.

(૭૧) ભુંડી ભાર્યા, કુભાંડી ચાકર અને કાચા કાનનો ઉપરી એ ત્રણ પ્રાણઘાતક છે.

(૭૨) સ્ત્રીના બેઈમાનદારી અને નિમકહરામીપણાં ઉપર પુરૂષની ચાલાકી ચાલી શકતી નથી.

(૭૩) હવા પાણીની છુટ સહેલા માહેલો પાડવાસ અને મનપસંદ સઘળી સોઈવાળું ઘર એ ત્રણ બાબતો ઉપર ઘર રાખનારે મુખ્ય વિચાર કરવો.

(૭૪) પુત્રને પિતા તરફનું પ્રથમ શિક્ષણ પોતાને તાબે રહે એવો કરતાં શીખવવું એ ઉત્તમ છે.

(૭૫) વિષયલંપટ થઇ એશઆરામના દરિયામાં ઝાઝ ઝોકાવનારને તે વહાણ દુ:ખના બંદર આગળ અટકાવવું પડેછે.

(૭૬) લંપટ સ્ત્રીના બોલવા ઉપર આધાર રાખવો એ ધુમાડામાં બાચકા ભરવા જેવું છે.

(૭૭) ભાઇ બેહેન ભત્રિજા ભાણેજ એ સંસારી સગાં અન્ય સંગાથી સંબંધમાં ઉત્તમ છે. વળી પુત્ર પુત્રી અને જમાઈ તે ઉપરનાં સગાં કરતાં કંઈક અધિક ઉત્તમ છે.

(૭૮) ધન પુત્ર અને સ્ત્રીથી ન્યુનાધિક હોય તો પણ એક કુટુંબનાં કે વર્ગનાં માણસોને સરખાંજ ગણવાં.

(૭૯) સબંધી છતાં જેનાથી સામાની યોગ્ય ફરજ બજાવી સકાતી નથી, તેના કરતાં યોગ્ય ફરજ અદા કરનાર સબંધ વગરના માણસથી શું સંબંધી અધિકછે? કંઈજ નહિ.

(૮૦) સમોવડીઆનો સમાગમ આપણા કર્તવ્યમાં સુધારો તથા બગાડો બતાવીને વેગળો રહે છે.

(૮૧) ઘરડા માણસોમાં કામપ્રીતિ અને છેલાઈનો અવગુણ હશી કાઢવા જેવો છે.

(૮૨) વેપારીઓમાં પ્રબળ દુર્ગુણ જુઠ છે.

(૮૩) મોઢે મીઠું બોલનાર પણ પુંઠ પાછળ નિંદા કરનાર પુરષ કે સ્ત્રી દુર્જન જેવાં છે.

(૮૪) દ્રવ્ય અને શકિત એ બન્ને હોય, પણ મનુષ્યને તેનો ઉપયોગ કરવાનું સુઝતું નથી.

(૮૫) નિરપરાધી માંણુસ તોપને મોઢે ઉભો રહેવાને પણ દરતો નથી.

(૮૬) ખબરદાર વહાણવટી મહા ભયંકર તોફાનમાંથી બચી જાય છે, તેમ બુદ્ધિવાન મનુષ્ય ગમેતેવા સંકટોમાંથી બચવાનો માર્ગ ખોળી કાઢે છે.

(૮૭) અનુભવ અને અભ્યાસ એ બે સર્વોત્કૃષ્ટ પુસ્તકોછે.

(૮૮) મોટા મનની સ્ત્રીઓનો ગુસ્સો–ક્રોધ વધારે વાર રહી શકતો નથી.

(૮૯) ગુન્હેગારનો ગુન્હો જાહેર થાયછે, ત્યારે તે ગભરાઈને કસાઇવાડે જતા બળદની માફક આપોઆપ કંપી ઉઠેછે.

(૯૦) શત્રુનો નાશ કરવાને પ્રસંગે તેનું પોષણ કરવું એ ઉદારતામાં એક જાતની મુર્ખતા છે.

(૯૧) મન તાબે થયું નથી ત્યાં સુધી આત્મા કદી પણ ઓળખાવાનો નથી.

(૯૨) બીન અનુભવી સાથે વાદવિવાદ કરવા કરતાં મૌન્ય રહેવું ઉતમ છે.

(૯૩) સુખને અરથે ઘણી વસ્તુઓ સંઘરવી હોય તો કરકસરવાળા થાઓ.

(૯૪) ગરીબમાં ગરીબ સ્થીતિ ભોગવનારો વર્ગ કં-

જીસોનો છે, પણ શેર લાવી શેર ખાનારા કંગાલોનો નહિ.

[૯૫] કૃપણનું ધન તે વાસ્તવિક ધન નહિ, પણ જે પૈસા પરમાર્થે વપરાયછે, તેજ ખરૂ ધનછે પરમાર્થમાં ધન ખરચનાર પુરૂષ જગતશેઠ કરતાં પણ શ્રેષ્ટ અને શ્રીમંતછે.

(૯૬) હરેક વસ્તુ હોવા છતાં વપરાય નહિ તો તે છે તે કરતાં ના હોય તે વધારે સારૂં.

[૯૭] પોતાની પાસે પસા છતાં યોગ્ય માર્ગે વપરાતાં ખમચાય છે તે નર નથી, પણ ગધેડાની પેઠે ભાર વહેવાની વૃતિવાળો ખર એટલે ગધેડો છે.

[૯૮] સંગ્રહ કરેલું ધન ભોગવતો નથી તે તેનું નહિ પણ જે ભોગવે છે તેનું છે; પરંતુ સંગ્રહ કરી જાણનાર તો માત્ર દાસજ છે.

(૯૯) સામાના ક્રોધને સમાવવાનો સહેલો ઉપાય સામો જવાબ નહિ આપવો એજ છે.

[૧૦૦] મોટાઓના મનથી થતો સહેજ ઉપકાર કે નુકશાન નાનાઓને મન મોટું થઈ પડે છે, પણ નબળો સબળાને ગુણ કરે છે તે આટાલુણમાં જાય છે ફોકટ જાય છે.

(૧૦૧) એક કરતાં વધારે નિર્ણય કે મત આગળ ધરવાથી ચોકસ નિર્ણય કે વિચાર ઉપર આવી શકાતું નથી.

[૧૦૨] સ્ત્રીને પતિની રીતભાતથી વાકેફ થવું હોય તો તેનો મુખ ચહેરો જોવો.

(૧૦૩) જે પોતે પરણવાની તૈયારીમાં હોય તેણે પોતાના પાડોશીને ત્યાં કેમ થયું છે તેનો વિચાર કરવો.

[૧૦૪] પૈસાને માટેજ પરણનાર પૈસા કરતાં સ્ત્રીના પ્રેમની ગણના ઓછી કરે છે.

(૧૦૫) લગ્ન કરવા ઈચ્છનારે બનતા લગી પોતાથી

ઉંચા કુળની કન્યા પસંદ કરવી નહિ.

(૧૦૬) સ્ત્રી, પાણી, વાયુ અને દેવતા ન્હાય ત્યાં રસ્તો પાડી શકે છે.

(૧૦૬) વ્યવહારમાં ખરી કે ખોટી નજીવી બાબતોમાં વધુ હઠ પકડનારો ઘણો વર્ગ સ્ત્રી જાતિનો છે.

(૧૦૮) સ્ત્રીનું નજીકનું સગું તો તેનો પતિજ છે પણ માતાપિતા સાસુ સસરો કે છોકરો નહિ.

(૧૦૯) તમારા મિત્રને એક જુઠી વાત કહો અને તે પેટમાં રાખે તોજ પછી સાચી વાત કહો.

(૧૧૦) સલાહ આપવાને તત્પર પણ સહાય–આશ્રય આપવાને પાછળ હોય તેને ખરો મિત્ર સમજવો નહિ.

(૧૧૧) મિત્રતા કે સ્નેહ બંધાયો બંધાતો નથી, પણ મળતા ગુણોથી બંધાય છે.

(૧૧૨) મિત્ર મેળવવાનો મુખ્ય માર્ગ માયાળુ સ્વભાવ અને મળતાવડાપણું છે.

(૧૧૩) બુઢી સ્ત્રી, ઘરડો કુતરો અને નગદ નાણું એ ત્રણ દુનિયામા નિમકહલાલ મિત્રો છે.

(૧૧૪) મિત્રાચારી સાચવી રાખવી હોય તો સ્વાર્થરહિત અને સ્પષ્ટવકતા થવું.

(૧૧૫) શરીરનો કોઇ ભાગ કપાવવો પડે તો ધ્રુજતા હાથવાળા પાસે કપાવવો નહિ.

(૧૧૬) ઉટવૈદુ કરનારનું ઔષધ કોઈ દિવસ કરવું નહિ.

(૧૧૭) દુઃખના વખતે જે પૈસાનો બચાવ કરી જાણવામાં તત્પર છે, તેના જેવો બીજો કોઈ આત્મઘાતી નથી.

(૧૧૮) દુર્વ્યસનોજ અંત વખતે ઘા કરે છે, માટે તે પ્રાણાન્તે પણ કરવાં નહિ.

૧૧૯) વ્યસનો નજીવા કામોમાં પણ આડે આવનાર છે.

(૧૨૦) વ્યસનના મફતના મુસદ્દિ થતા પહેલાં બહુ વિચાર કરો, કારણ કે વ્યસની ટોળામાં સબંધ થઇ વ્યસની વસ્તુની આષ લે થતાં આપણે આપણું માન મોટાઇ અધિકાર જ્ઞાતિભેદ કે ધર્મ મર્યાદા કંઇ પણ જાળવી શકતા નથી.

(૧૨૧) આપણે જે ખરચ કરવાને લાયક નથી, છતાં તે કરવાને વૃતિએને દોરવવી એ પણ એક પ્રકારનું ઉડાઉ પણાનું વ્યસન છે,

(૧૨૨) મુર્ખને શિક્ષા કરવી હોય તો તેને એક વહુ કરી આપવી.

(૧૨૩) ધનાઢય છતાં જે અજ્ઞાની છે, તેને સોનેરી ઉનવાળા ઘેટા જેવો જાણવો.

(૧૨૪) જેનો અનુભવ નહિ થયો હોય, તેવાની સ્તુતી કરનાર માણસ પોતાની મેળે જુઠો પડે છે.

(૧૨૫) પોતાના પાડોસીના કુતરાને રોટલી નાંખનાર સખસ પોતાનાં કુતરાને પોતાના ઉપર ભસવાનું કારણ ઉભુ કરી આપે છે.

[૧૨૬] મજુરની મજુરી ભાગનારને ધાનતદાર સમજવો નહિ.

(૧૨૭)સર્વને રાજી રાખવાનો યત્ન કરનાર પોતે પ્રસન્ન રહી શકતો નથી.

(૧૨૮) જે વિચારના પહેલાં જીભ ચલાવે છે તેને ડાહ્યો પુરૂષ સમજવો નહિ.

(૧૨૯) ઉપજ કરતાં વધારે ખરચ કરવો નહિ અને શરીરમાં શકિત હોય ત્યાં સુધી ખંત રાખી ઉદ્યોગ કરવો એ સુખી થવાનો સરળ ઉપાય છે.

(૧૩૦) અવિચારથી ખર્ચ કરનારને મરણ સમયે ખો

ટનું સરવૈયુ પ્રત્યક્ષ જણાઈ આવે છે.

(૧૩૧) એકજ વિચાર માણસને સુખના ઉંચા શિખરે લાવવાનેજ બસ છે.

(૧૩૨) ખાવાના પ્રસાદની લહાણી કરતાં બુદ્ધિના પ્રસાદની લહાણીમાં જેનું મન વધારે આકર્ષાય, તેજ કાંઇ ખાવાના મેળવેલા પ્રસાદ કરતા વિશેષ તત્વ મેળવનાર છે.

(૧૩૩) સ્વતંત્ર વિચારથી કામ કરતાં કાંઇ ભુલ થયા જેવું થાય તોતેનો સ્થુલ વિચાર નહિકરતાં સુક્ષ્મરીત્યે વિચારકરો

(૧૩૪ અતિશય નમ્રતા બાપડાની અને અતિશય છટા બતાવવી એ કંઇક અંશે બુદ્ધિ બલની પણ ઘણા ભાગે મિથ્યાવાદીની કે અજ્ઞાનતાની ગરજ સારે છે,

(૧૩૫) હરેકની કસોટી કરવી હોય તો પ્રથમ કરો પ-ણ સ્વીકાર કર્યા પછી કસોટી કિંવા પરિક્ષાને દોષ ન દો,

(૧૩૬) હરેકની રૂબરૂમાં લેવાતા જવાબની સાક્ષી તેની આંખ પુરે છે.

(૧૩૭) આપણા દુઃખની ગણત્રી કરો. સજ્જનો પોતા-ના મેરૂ જેવડા દુઃખને સરસવના દાણા જેવા ગણે છે પણ સામાના કિંચિત દુઃખને ડુંગર જેવા સમજે છે.

[૧૩૮] સુખી સ્થિતિ કરતાં દુઃખી સ્થિતીમાં લાભ ઈચ્છીશું તો ઘણા સારા મળી આવશે.

[૧૩૯] દુઃખનો દબાવનાર અને સુખનો પ્રેરક ધૈર્ય છે.

[૧૪૦] શરીરની અંદર વિકાર થવાનું કારણ એકલું તન નથી પણ સાથે મન પણ છે.

[૧૪૧] સુખના સો વર્ષનો સમય દુઃખના એક વર્ષ જેટલો લાગે છે, તો ધૈર્યતાથી વેઠેલા દુઃખનું એક વર્ષ સુખના સો વર્ષ જેવું કેમ નહિ માનવું.

[૧૪૨] જ્યારે દુઃખના અંતે સુખ વગર બીજુ કંઇ આવતું નથી ત્યારે સુખના અંતે દુઃખ સિવાય બીજું શું આવે?

[૧૪૪] ધન સંપત્તિના ઉદ્યોગ કરતાં વિદ્યા સંપતિનો બહુ વૃદ્ધિ કર્તા છે.

[૧૪૫] નીચોવેલામાંથી નીચોવવું એ વસ્તુને નિર્મુળ કરવા જેવું છે.

[૧૪૬] હરેક ખોટી બાબતોમાં મતથી આગળ પડતો જન સમુહ ઘણો છે, પણ સારી કે મહત્વની બાબતમાં તો થોડોજ હશે.

[૧૪૭] શોધક અને બોધક અથવા સુધારકના કાર્યોની ભિન્નતા એજ શિષ્ય અને શિક્ષકના કાર્યોની ભિન્નતા છે.

[૧૪૮] અશાના ડુંગરો કલ્પિત છે પણખરા ગુણોનાજછે.

(૧૪૯) અજાણ દોષવાન ઠરે છે પરંતુ જાણીને ખોટું કરનાર તો વળી વધારે દોષવાન ઠરે છે.

(૧૫૦) અમુક વિષય સામાને પસંદ પડતો નથી તો તે વિષયની ખામીને લીધે નહિ પણ વિષયનું વિવરણ નહિ થયાની ખામીને લીધેજ છે.

(૧૫૧) ઉપર થઇને વહી ગયેલું વરસાદનું પાણી જમીનના પડને વધારે ઉંડે લગી પલાળતું નથી, પણ રચીને ઝરમર ઝરમર પડતા વરસાદનું પાણી જમીનના પડને ઉંડે લગી પલાળે છે.

(૧૫૨) સમજ્યા વિના વાંચ્યું તે વાંચ્યું ના કહેવાય પણ સમજવાના દ્વારને પુરી નાંખવાનો પ્રયત્ન કર્યો કહેવાય

(૧૫૩) ચાવીને ખાતાં જેટલું સ્વાદિષ્ટપણે અને વધારે ખવાય છે તેટલું ઉતાવળે ખાવાથી ખવાતું નથી અને વળી અવગુણ કરે છે.

(૧૫૪) લખવામાંથી જેટલું મળે છે. તે કરતાં વાંચવામાંથી વધારે મળે છે.

(૧૫૫) ઘણાં ભારે અઘરાં કામોનાં બીજ સહેલા કામો છે.

(૧૫૬( ગળપણવાળી તમામ વસ્તુઓનો સ્વાદ એક સરખો લાગે છે, પણ તે બધામાં ગુણ એક જાતનો હોતો નથી

(૧૫૭) નાગાને લાજ હોતી નથી પણ જોનારને લાજ આવે છે

(૧૫૮) અન્યની નજીની સરખી ચીજનો પણ છુપી રીતે ખાનગી કામમાં થતો સહેજ ઉપયોગ, અગ્નિ અને મણિધરના વિષ જેવો હોઇ હમેશનું સત્યાનાશ વાળનાર છે; તો પછી તેવી સરકારી ચીજ શું ન કરી સકે ?

(૧૫૯) જે વસ્તુના સહેજ ઉપયોગ માટે મફત માગણી કરવા ચહાતા હો તો તેમ નહિ કરતાં તે વસ્તુ જરૂરતી ખરીદ કરો કારણ કે તેથી થતો બચાવ એ બચાવ નહિ. પણ બીજે રસ્તે જતી ખોટ છે.

(૧૬૦) ખપની તમામ ચીજ એટલે હમે શને માટે જરૂર પુરતી વસ્તુઓ શક્તિ મુજબ ભારે કે હલકી કિમતની ખરીદી રાખો, પણ જરૂર કરતાં અધિક નહિ,

(૧૬૧) હરેક કાર્યમાં થતી હાય પીટ અને ઉતાવળનું ફળ મુશ્કેલી અને લંબાણ છે.

(૧૬૨) હરેક કાર્યમાં રખાતી ધૈર્યતા ઓછા શ્રમે અને મરજી મુજબ ફતેહમંદી આપે છે.

(૧૬૩) તમારી પાસે હોય તેટલામાંજ સંતોષમાની રહો, પમ જે મળવાનુજ નથી તે મેળવવા માટે નિરર્થક શ્રમ અને વખતનો વૃથા વ્યય ના કરો; કારણ કે મોત અર્થાત કાળ નાના કે મોટાનો વિચાર કરવાને જરાએ અટકતું નથી.

(૧૬૪) મનુષ્ય સ્વભાવનું અવલોકન કરવાથી આપણને સ્પષ્ટ જણાય છે કે:– ચીથરે હાલ પ્રજામાં એક વસ્ત્ર પરિધાન ભુખે મરતી પ્રજામાં એક ભોજન કરનારો નિર્ધન પ્રજામાં એક ધનવાન. રોગી પ્રજામાં એક નિરોગી અનિતથી ચાલનારી પ્રજામાં એક નીતિમાન પોતાની સ્થીત

સાંખો વખત જાળવી શકતોજ નથી.

(૧૬૫) જુસ્સાના તેમજ ગુસ્સાના આવેશમાં નમ્ર થવું.

(૧૬૬) શેરને માથે સવાશેર નહિ મળે ત્યાં સુધીજ બધું પાંશરે પાંસરૂં સમજવું.

(૧૬૭) માણુસને ઉંચી પદવી મળતી જાય છે. તેમ તેમ મોટી ઉંચી ઈમારતની પેઠે પડવાની બીક પણ બહુ રહે છે.

(૧૬૮) પ્રાણુાંત પર્યંત પ્રમાણિકપણુ જાળવી શકનારા માણુસોનાથી દુર્ગુણો નાસતાજ ફરેછે.

(૧૬૯) રાજાની પુંજી લોક પ્રિયતા છે ત્યારે પ્રુજાની જી ઉદ્યોગ છે

(૧૭૦) ઉદ્યોગી થનારને બીજાની મરજી જોવાની શી જરૂરછે?

(૧૭૧) યોગ્ય-ખરી જરૂરી પુરી પડતીનથી. છતાં જેઓ સંતોષ માની બેસે છે તે સંતોષ નથી. પણ શક્તિહિનતા બતાવનાર આલસ્યપણું અને નિર્માલ્યતાજ છે.

(૧૭૨) લાખ મળવાના નથી અને લક્ષાધિપતિ થવાના નથી એવું માની બેશી રહેનારા નિરૂત્સાહી આળસુ કરતાં એક પાઇ પણ મેળવવાના પ્રયત્ન કરનારો ઉત્સાહી અને ઉદ્યોગી પુરૂષ હજાર દરજ્જે શ્રેષ્ટ છે.

(૧૭૩) જે કાર્યને માટે થતો પ્રયાસ તેજ કાર્યમાં સફળતા ન આપે તો તેજ પ્રયાસ બીજા કોમોમાં વગર માગે ફળ આપનારો નીવડી આવે છે. સારાંશ કે ઉદ્યોગ-પ્રયત્ન કદી નકામો જતોજ નથી.

(૧૭૪) ભય ઉત્પન્ન કરનારો ખરો દુર્ગુણુ વહેમ છે.

(૧૭૫) ભુલ પડી હોય તો તરત પુરો. પણ અમુક મુદત વીતી ગયા બાદ પુરવા જવાથી પુરવાજેવું રહેતું નથી.

(૧૭૬) વડીલની અને પરમાર્થીની એ બેની ફરજજ કે વગર પુછે ભુલ બતાવવી.

(૧૭૭) ભુલ બતાવનાર ઉપર અભાવે જોનાર પોતાની

ભુલરૂપી દોષનાં બીજ રોપનારો છે.

(૧૭૮) એકદમ ઝાડની ટોચે અટકાતું નથી પણ ક્રમે ક્રમે થડ ડાળ અને છેવટે ટોચે અડકવા જવાનો શ્રમજ ફળ આપે છે.

(૧૭૯) જે કાર્યને માટે રૂબરૂમાં વધારે કહેવાની જરૂર છતાં કહેવા શક્તિમાન હોય નહિ તો લખિત વિનતી તેમના હાથમાં મુકી અળગા રહેવું.

(૧૮૦) હલકી વસ્તુના અભાવે કિમતી ચીજ વાપરવી અને કિમતી ચીજના અભાવે હલકી વસ્તુ વાપરવી એ પરિણામે કાર્યમાં હાનિકર્તા નિવડે છે.

(૧૮૧) અમુકથી આપણે છેતરાયા એવું તમારા મનને થતું હોય તો તેથી દીલગીર થવા કરતાં ફરીથી નહિ છેતરાવા માટે રાખવામાં આવતી સાવચેતી પરમ સુખ આપનાર છે.

(૧૮૨) અમુક કાર્યના આરંભમાં બીજુ વધારાનું મન પસંદ કાર્ય કરવાનો વિચાર થઈ આવે તો તેનો પાયો ઝટ નજરે પડે તેવી રીતે રચી દેવો.

(૧૮૩) જ્ઞાનીથી ઉંચ જ્ઞાનીની સલાહ લેવાથી હરકોઈ કાર્યમાં મન ઢચુપચુ થતું નથી પણ ઉતરતા જ્ઞાનીની સલાહ લેવાથી ઢચુપચુ બનવાનો સંભવ છે.

(૧૮૪) સામાની ભુલ પુરવા કરતાં સામાની પાસે પોતાની ભુલ શોધાવવી એ ભુલ સુધારવામાં ઉત્તમ રીતિ છે.

(૧૮૫) અમુક માણસે આપણા ઉપર પોલીટીકલપણું મુસદીપણું વાપર્યું છે એમ કયારે માનવું ! આપણે આપણી નહિ કહેવા જેવી કે જેને આપણે ગુપ્ત સમજીએ છીએ તેવી વાતો તેને કહેવાને આપણું મન ઉશ્કેરાય ત્યારે.

॥ ઇતિ શિવમ ॥

# મોદીકૃત પુસ્તકો.

---

વલ્લભશતક—પુષ્ટી માર્ગનો બેધ્યુવો સાર. કી. ૦—૨

વ્યવહારભાનુ—વ્યવહારનાં ઉપયોગીતત્ત્વ ચુનોર્દા ૭ વાંચવા જેવાં છે. કી. ૦—૧

મનુષ્ય જન્મનું કર્તવ્ય—કયા પ્રકારનું વર્તન રાખવા પરમાત્માનો ભેટો થાય છે. કી. ૦—૨—૦

કન્યા બજાર કે કસાઈ બજાર ?—કન્યાઓનું જાહેર લીલામ થતું અટકાવનાર સુજ્ઞ જનોએ ખાસ વાંચવા જેવું છે. કી. ૦—૨—૦

ઉપરનાં પુસ્તકો મંગાવનારને સેંકડે ૨૫ ટકા કમીશન આપવામાં આવે છે.

અંબાલાલ બહેચરદાસ મોદી.

આતરસુબા—અમદાવાદ પ્રાંતીજ રેલ્વે.